# પ્રેત ભોજનનું આખ્યાન.

## સાખી. ( કલ્યાણ. )

સુખદાતા સતિ પાર્વતી, દુ:સહ દુ:ખ હરનાર,
ભાગ્યવંત હે ભગવાત, વરદાઇ ઉદાર;
સેવક જન રંજન સદા, નમું હું વારંવાર,
સહજ સમરતાં સહાય હો, જય જય ગુણ આગાર.

## કલ્યાણ.

( અનંત એકજ છે અવિનાસી.—એ રાગ. )

સફળ કૃતિ કર માતુ હે મ્હારી,
સુમતિ પ્રેરક સદાયે દયાળી; સફળ.
જ્ઞાતિ હિત ચિત સ્થીર કરી સ્થાપો,
ઇચ્છું ભવાની કૃપા એ ત્હારી; સફળ.
અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,
ઉભય શિવા નહિ અન્ય હિતકારી; સફળ.
દ્રઢિભૂત છે એ મંત્રજ મ્હારો,
સાધક તેનો અમર સુખાળી; સફળ.

## ગીતી.

ધનવંતે ધન અર્પી, જ્ઞાતિ હિતનું કાર્ય સદા કરવું;
સુજ્ઞે સુબોધ અર્પી, કાપી જડતા શ્રેષ્ટ જ્ઞાન ભરવું.

### છપ્પો.

હોય અખૂટ ભંડાર ભલે ધનથી છલકાતા,
પામી રાજ્યમાં માન બન્યા હોયે મદ માતા,
નાંખી મુછે હાથ કાજ જશનાં બહુ કીધાં,
સભાજીત ધરી નામ પાણી પંડિતનાં લીધાં;
વળી કળા બાજીમાં પૂર્ણ તે હરેક વાતે સમર્થ છે.
**અમર** જ્ઞાતિ અભિમાન વીણ શ્વાનપુછ સમ વ્યર્થ છે.

### પદ.

(દાસ પર દયા લાવોરે—એ રાગ.)

સાચુ સગું છે નાણું રે, આરે જગતમાં સાચુ સગું છે નાણું;
નારી પણ માગે નાણું નાણાથી થાયે ટાણું;
હું તો પ્રભુ દોઢો જાણું જાણું રે. આરે જગતમાં.
નશીએથી નાણું ભાગે વ્હાલાથી વેર જાગે;
લાગે નહિં કાંઈ ઠામ ઠેકાણું રે. આરે જગતમાં.
ઘરમાં જો હોયે નાણું, પ્રેમે નારી પીરસે ભાણું;
નાણું વસાણું **અમર** જાણું રે. આરે જગતમાં.

### બયત.

ગર ઘરમેં જર હય તો દુનીયામેં લહર હય,
સિવા જરકી જીન્દગાની કાતીલ ઝહર હય;

### પદ કાલીંગડા.

જોને જોને પ્રાણી કમાણી માટીમાં મળે,
માટીમાં મળેરે પ્રાણી માટીમાં મળે; જોને.
શ્રમ ફોગટમાં જાયે અવળા વેપારે શું વળે;
અંધ જનના દળેલ દાણે પેટ કુતરા ભરે. જોને.
મીઠું મીઠું બોલી તુજને સગાં સંબંધી છળે,
મારા સમજા કરશે અળગો **અમર** આખર મળે;

**પદ.**

( ગર્ગગુરૂને મેં તો વસ કરી લીધા.—એ રાગ. )

ખર્ચ કરો ના કદી કરજ કરીને,
નહીં તો પસ્તાવો છે પેટ ભરીને; ખર્ચ.
અર્થ વિના જો ગર્થ ખરચીએ,
ગાંઠ ગુમાવીએ ગાંડા ઠરીને. ખર્ચ.
શત્રુ વિરામે જીવજ લઇને,
કરજ ન છોડે પ્રાણ હરીને; ખર્ચ.
સાંપ્રત સમયના નુતન વૈભવ,
ચેતી **અમર** રહો ખુબ ડરીને. ખર્ચ.

**દુહો.**

મંડપ નાંખે સહુ મળી, કાઢયામાં નહિ કોય;
લાગે તે પછી ભોગવે, જોયા જેવી હોય.

**ગીતી.**

ચેપી મરજ સમ કરજો, કરજ યુક્તના કાર્ય થકી નીત્યે;
**અમર** પ્રાર્થના એ છે, હિત શિક્ષાને સ્થિર કરો ચિત્તે.

**મરાઠી સાખી.**

કર્જ કરીને ખર્ચ કર્યાની, કહુ સત્ય એક કહાંણી,
જાણી સહુ જન સાર લેશે, નિશ્ચે દયા દીલ આણી;
શાણી શિક્ષા પરમાણી, ટાળી રોપ રાગ આણી.

**( પૂર્વરંગ સમાપ્ત. )**

## દુહો.

દુરબળ ગાત્ર સઘળા થયા, ગયું શરીરનું જોમ,
હાથ પગ અટકી પડયા, શ્વેત થયાં સહુ રોમ.

## પદ.

( સન્યાસી સન્યાસી બેઠો,—એ રાગ )

જુવાની જુવાની નથી રહેવાની તનની જુવાની.
વૃદ્ધ જનો જે નજરે પડે છે આજે,
હાલત એજ થવાની થવાની ... ...નથી રે૰
ખીલ્યું તે ખરશે ફુલ્યુ કરમાશે,
તજોને ગુમાન ગુમાની ગુમાની... ...નથી રે૰
શ્રેષ્ટ કર્મ જો બન્યુ ન આ વયમાં,
**અમર** ગણાશે નાદાની નાદાની......નથી રે૰

## દુહો.

કફથી કંઠ રૂંધાઇ ગયો, વધ્યો શ્વાસનો જોસ;
તુટયા સાંધા શરીરના દેહ થયો બેહોસ.

## પદ.

(જુઠું જુઠું જીવીત ખરૂં જાણમાંરે......એ રાગ.)

પ્રભુ ભજ્યાનો અવસર રૂડો જાય છે રે. પ્રભુ.
સુખના સમયે ભુલી જઇએ,
હરીનામ સ્વપ્ને ના લઈએ,
આખર વેળા પોકારે શું થાય છે રે. પ્રભુ.

બદફેલીમાં ઉંમર ગાળો,
વૃદ્ધપણામાં માળા ઝાલો,
એ ઢંગે શું **અમર** હરી ઠગાય છેરે. પ્રભુ.

**દુહો.**

નાડ રહી કરના વિષે, પ્રાણ ગયા પરલોક,
જીવ જતાં જાણ્યો નહિં, રહ્યો છવાઇ શોક.

**માધાના ભાઇઓ.– ગીતી.**

આંખ મીંચીને બેઠો, હેઠે હૈયે નીરાંત વાળી ને;
બાપાનું શું ધાર્યું, કર ખુલાશો લાજ નીહાળી ને.

**માધો.— દીંડી.**

નહીં બારમાનો દિવસ ભાઇ વીતે,
વધે લાજ કાર્ય કરો તે ખચીતે;
લાવો જણસ ભાવ જોઇએ જેવી રીતે,
કરૂં જ્ઞાતિ ગામ કેરી પૂર્ણ પ્રીતે.

**પદ.**

( આ પ્રેમ તણી બીમારી......એ રાગ. )

**ધરમસી.—**

જોને જરા વિવેક વિચારી;
કર શ્રવણ શિક્ષા મારી. જોને.
રામ રૂઠયો કે દિવસજ ઉઠયો;
નૈયત નિશ્ચે બદલી કાંતો
બાળક બુદ્ધિ તારી. જોને.

માધો.—

બંધુ જુવો જરા વિચારી;
પીડા નીરધનતાની ભારી. બંધુ.
નૈયન છે સાચી નથી બુદ્ધિ કાચી;
કરજ કરીને કરવું કારજ એ મોટી લાચારી. બંધુ.

ધરમસી.—

નાણું તો મળશે ટાણું નહિ મળશે,
રતી આબરૂ રહેશે નહીં શું બેઠો હિંમત હારી. જોને.

માધો.—

ગાંઠે જો નાણું નીત્ય છે ટાણું,
રૂણ કરીને રાખી ઇજત કરી ફજેતજનારી. બંધુ.

ભાઇઓ.— દુહો.

લખીશું અમે કંકોતરાં, અમારા નામે આજ,
લાખનું ઘર થાસે રાખનું, પછી કોની જાસે લાજ.

ગાયન.

( ગઈ ગ્રીષ્મ. એ રાગ. )

નહીં ચાલે નહીં ચાલે, કર કારજ કહીંએ તેવું;
ભાઇઓના ભેગું રહેવું,
શું નથી કહે તુજ પાસે. કેવળ લોભી તું ભાસે,
હવે નાકેથી શું થાસે, માની જા મારૂં કહેવું. ભાઇઓના.
ઘર ઘરાણાં વેચી નાંખો, બે બળદ ઓછા રાખો,
શું કાયરતાને દાખો; શું લાવ્યા શું લઈ જાવું. ભાઇઓના.

## ગાયન.

રે બન્યા લાડવા, કેવા મજેના લાડવા,
સારી પેઠે ઝાડવા,
એક બાજુએ ચુરમુ ઝુડાયછે, બીજી બાજુએ રાજીઆ કુટાયછે,
રોતાં કાંણીઆંને છાનાં રખાય છે,
અરે બન્યા લાડવા! અહા બન્યા લાડવા!
ઓહો હો હો લાડવા! અહા મજેના લાડવા!
લોક જમવાને જુથે ભરાય છે રૂડી પંગતો તુર્ત સજાય છે,
ઝટ પત્રાળાં પડીઆં અપાય છે; રે બન્યા લાડવા.
દાળ આપી બાળકો મુંઝાય છે, શાક વટાણા ભજીઆં પીરસાય છે,
(આંહી લાવ યે અહીં!)
લાડુ લાડુની બુમો સંભળાય છે, રે બન્યા લાડવા.
લઈ ટોપલા જુવાનીઆ ધાયછે, રૂડા સાકરના લાડુ લૂંટાય છે,
( લાડુ તમારે દાળ તમારે,! પાપરી તમારે! )
વગ વાળાને પહેલું પીરસાય છે; રે બન્યા.
જશ પરાયે પૈસે લેવાય છે, દાબી દાબીને ખુબ પીરસાય છે.
બંને વેળાનું ભેગું જમાય છે: રે બન્યા.
આવ્યો ભાત કે ઉભા પગે થાય છે,
ઢેડ પડતાં પણ નાંહી અભડાય છે,
( એ ભાત લાવ ભાત! એ ભાત! )
જમી પત્રાળાં ફાડી ઉઠી જાય છે; રે બન્યા.



## માધાની સ્ત્રી.– સોહિણીની ગઝલ.

આફત આવી શીરપર સ્વામી દૈવે ધાર્યું શું હશે,
દુઃખ દાવા નળ સળગી ઉઠયો, શાંતિ કઇ પેરે થસે; આફત
વ્હાલાં વેરી થઇને બેઠાં, મલકાઇ મનમાં હસે,
ખાઈ પીને ખસી ગયાં સહુ, બોલાવે ના ખોટે મસે. આફત.

હરી હરી આ કષ્ટ કારમું, જો તું ખસેડે તો ખસે,
સ્હાય સવેળા આવો વિઠ્ઠલ, વાત નહિ તો વહી જસે. આ.

## મરાઠી સાખી.

બાપા બેઠા રામને ખોળે  ભાભુ કરે છે તૈયારી,
કાકા જસે ઘહૂં કાઠા ભરવા  કીરમત દેજો યારી;
જાયે બારમું સંધાઇ  થાયે કેવી મઝા ભાઈ.

**માધાની સ્ત્રી—**

હીત વિચારી સાસરે જાઓ કર્મ કથા સંભળાવો,
સ્હાય કરસે સ્હેજે સ્વામી  સંકટ સઘળુ સમાવો;
લાવો શંકા નહિ હૃદયે  શાણા શીદને સરમાવો.

## છપ્પો.

ઠીક નીચની સેવ સદા કરજોડી રહેવું,
ઠીક જઈ કરવો વાસ સીંહના ત્રાસને સહેવું,
ઠીક મોતની નીંદ વિના મુલે વેચાવું,
ઠીક શત્રુસંતાપ ઠીક વિદેશે જાવું,
વળી ઠીક હાડનું ચૂર્ણ જો કરે ઘંટીમાં દળી;
પણ ધિક્ક યાચવું સાસરે અમર મુખ નીચું કરી.

**માધાની સાસુ—( હું પ્રેમની જોગણુ—એ રાગ. )**

તું કેમ આવી રાત્રીમાં કહે પુત્રી તું મારી.
કહે પુત્રી તું મારી, દીશે દુખમાં દુખી ભારી (૨)
તજી શું જમાઈ માહરે કરી ક્રુરતા કારી
બેટા પડયો શો વાંક આંખે અશ્રુનું વારી દીશે.

**માધાની સ્ત્રી.—**

મમ કર્મની કથની ખરે મહાકષ્ટ કરનારી,
મમ સ્વશુર પાછળ જમણુમાં કરીયું કરજ ભારી. ખરે મહા કષ્ટ.
દેવું કુટુંબી બાધ દારૂણુ દુઃખ દે ટાળી.
મમ કંથ ભાગોળે રહ્યા હું આવી દુઃખીઆરી. ખરે મહાકષ્ટ.

**માધાની સાસુ.—**

તું રો નહિં શાણી સુતા દુઃખ દઇશું વિદારી,
કથતાં તમારૂં કષ્ટ તેમાં શરમ શુ ધારી. દીશે.

**મા૦ સાસુ.— ગાયન.**

( મારી લાડકડીની લજ્યાને—એ રાગ. )

અમ સુત શમ સ્યાણા નીત્ય પધારજો રે,
દિલમાં રજ દુખ નહિં ધરતા સેવા કહાવજો રે.
દુનીઆ તો દુખની ભરી પડે કષ્ટ વ્યવહાર,
ફુલાઈ મળશો નહીં ફ્જેત બીજીવાર;
ધર્મ અમારો એજ છે લેવી તમ સંભાળ,
ધર્મ થકી તમ પુત્ર છો ધરૂં ન જુદાઈ લગાર;

કચવાશો નહિં કષ્ટમાં, નથી લેશ ઉપકાર,
અન્ય અવસર પર ખપ પડે લખજો વારંવાર.

**માધો.—**

માત તાત સમ વડીલ તમ, ધરૂં શિખામણ ધ્યાન,
દુનીઆંના વ્યવહારમાં, વરતીશ રાખી ભાન.

**માધાના ભાઇઓ.—**

( મધુર ગુલાબ જોઇ—એ રાગ. )

ધમાલ્યા આવું અપમાન સહ્યુ કેમ જાયે,
ઘાવ વચન બાણ કેરો ખમ્યો નાહી જાયે;
અમે તો વેર લેશું જેમ એ પાયમાલ થાયે,
રોમે રોમે વેર વાપીયું સુજે ના કો ઉપાયે.
લખાવી પત્ર કાકાને તેડાવો જલદી તમે,
અમે તો વેર લેસુ જેમ એ પાયમાલ થાયે.
તમે સહુનો વિચાર સાર ભર્યો લાગે મુને,
કદી ઢીલો થતો ના કહીએ છીએ આજ તુંને;
મગાવી દામ તોડી ચામ હામ ભુલાવીએ,
લેઇને લાજ એની માન સહુ મુકાવીએ.

**દુહો.**

ઘોડે ચઢીને આવીયો જાણે કાળ લઈ પાસ,
કોરૂપ જોઇ કાકનું માધો પામ્યો ત્રાસ
આવકાર આપ્યો અતી નામી મસ્તક પાય,
સામું પણ જોયું નહીં કુટીલ કાળનો રાય.

## ગાયન.

( ધન્ય ધન્ય હે ઉસકો જગમે... એ રાગ. )

બક બક કર નહિ ઓ પાજી
રજ દયા દીલે નહિં આવે.
શું ઢોંગ કરેથી થાયે મુજ પાસે તું નહિં ફાવે,
હાય કાળ ઝાળ થાય શું સહી સકાય આ...
કર હરાજી પાજી તનની દુર અહીંથી થા...બક૦

## દુહો.

અભાગ્ય ઉછળે મનુષ્યનું કષ્ટ કથ્યું ના જાય,
માણેક મુંઠી ખોલતાં રખ્યા દ્રષ્ટે થાય.
કાળ ગતી વિચીત્ર છે આવ્યો ત્યાં ભોરંગ,
નાગ ડંશ થયો તે સમે વિષ વાપીયું અંગ.

માધો.--

## પદ.

સાચો બેલી છે પ્રિયે હવે કીરતાર,
ભકતની ભીડનો છે એરે ભાંગનાર;
ધ્રુવ કુંવરને જેણે સ્થીર કરી સ્થાપ્યા,
પીડા પ્રેલાદની પણ એછે હરનાર. સાચો.
મહેતાને માળા આપી આવી મંડપ માંહી,
મીરાં માંથેથી ટાળ્યો ભવ કેરો ભાર. સાચો.
વિશ્વાસે રહેજે વ્હાલી વિઠ્ઠલ વરને તું તો,
રાખે જેને રામ તેને કોણ મારનાર. સાચો.
અળગા સબંધી થયા આશા આપી કુડી,
ભૂંડી વેળાના બેલી બનોને આધાર. સાચો.

### દુહો.

પોલીસ ધાયો પાધરો બેડી લીધી હાથ,
પકડી માધાને પછી કીધો મુસ્કેટાટ.
નીર અપરાધે મારીયો જુવો સગાનો ઠાઠ,
બે ગુને પકડાવીઓ ઠીક ઉતાર્યો ઘાટ.

### સોહીણીની ગજલ.

કહો ગુન્હો કર જોડી યાચુ બે ગુન્હે બાંધો નહિં.
કસમ ખાઈ કહું છું સાચુ બે ગુન્હે બાંધો નહિં.
કોણ જાગ્યો છે સીતમગર બે ગુન્હે બાંધો નહિં.
રહેમ કરો કાંઈ રંક ઉપર બે ગુન્હે બાંધો નહિં.

વકીલ.—

### ગાયન.

(નસીબ ખુલતાં આજરે—એ રાગ.)

આજ આનંદ આનંદ અંગ ઉમંગ ન માય,
હાથ સિકાર પડયો છે (૨) આજ.
બેસી કોરટમાં ખાતો બગાસાં,
આશા નહોતી તલભારરે. હાથ સિકાર.
ઘર ઘર ટાંગ્યાં બોર્ડ વકીલનાં
રંગ બેરંગી અપારરે. હાથ.
ઝાઝે રાંકે થયો ખોબોજ મોંઘો,
ધંધો મળે ન લગાર રે. હાથ.
પહેલાં પૈસાથી ખીસો ભરવો,
રૂવાબ રાખી ડીમાગ કરવો;
એજ વકીલ હુશીઆરરે. હાથ.